શ્રી.

# સર્વજ્ઞ સ્તવન મણીરત્ન માળા

તથા

## ઉપરીયાળા શ્રી આદીનાથનું વર્ણન

પ્રસીદ્ધ કર્તા

નરભેરામ મોતીરામ પુજારી.
શ્રી સર્વજ્ઞ ગુણાવળીનો કર્તા
વિરમગામ.

આવૃતી ૧ લી          પ્રત ૧૦૦૦.

અમદાવાદ—શ્રી ચંદ્રપ્રકાશ પ્રેસ.—ધીકાંટા.

સંવત ૧૯૫૮          સને ૧૯૦૨

કીંમત એક આનો.

# ઉપરીયાળા તીર્થે જાત્રા કરવા જનાર જૈન બાન્ધવોને સુચના.



રાજનગર ઉર્ફે અમદાવાદ જીલ્લાના વીરમગામ તાલુકાની નજીક "ઉપરીયાળા" નામે એક બજાણા તાલુકાનું ગામછે તેના ઉપર બજાણાના દરબાર શ્રી નશીબખાનજીની સત્તાછે તે ગામમાં આશરે ત્રણસે ઘરની વસ્તીછે ઉપરીયાળા તીર્થમાં જાત્રા કરવા જવાને માટે રેલવે માર્ગે વીરમગામ સ્ટેસન થઇને જવાયછે વીરમગામથી ઉપરીયાળે જવાને ઝુંડ સ્ટેશન ઉતરાય છે અને તે ઝુંડ સ્ટેશન વીરમગામથી ખારાઘોડા બ્રાંચ ટ્રેનમાં પહેલું સ્ટેશન છે તે સ્ટેશનથી ઉપરીયાળા માઇલ ૨ બેના આશરે છેટુછે. પણ ત્યાં જવાને માટે સંઘાળુ માણસોને કોઈ તરફની અડચણ પડતી નથી. વળી વીરમગામથી ઉપરીયાળે ગાડા રસ્તે જવાને ગાઉ ૬ છ થાયછે અને માર્ગમાં પહેલું ગામ ડુમાણું આવેછે તેમાં નારોદાની વસ્તી વિશેષછે બીજું ગામ ગોરઇયા આવેછે તે જો સાધારણ રીતે કહીયે તો તે પણ સારૂં ગામછે તેમાં બ્રાહ્મણ વાણીયા કણબી વિગેરે રહે છે. વળી ત્યાં એક ધર્મશાળા તથા એક સુશોભીત સીખર બંધી જીનાલય છે. અને ત્યાંથી ત્રીજું ગામ ઉપરીયાળા છે.

વળી અમદાવાદ વડોદરા ભરૂચ સુરત મુંબઇ વિગેરેનાં યાત્રાળુઓને માટે બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેનું સ્ટેશન વીરમગામછે. વળી પાલણપુર, વિસનગર, વડનગર, પાટણ, મેસાણા, કોટાણાં, રામપુરા વિગેરેનાં યાત્રાળુઓને જવાને

માટે આર. એમ. રેલ્વેછે અને તેઓને પણ વીરમગામ સ્ટેશન ઉતરવું પડે છે તેમજ ભાવનગર, સીહોર, મહુવા પાલી ટાણા રાંણપુર, ચુડા, લિંબડી વઢવાણ, ધ્રાંગધરા, લખતર વિગેરેના યાત્રાળુઓને જવાને માટે બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેનું વીરમગામ સ્ટેશનછે વળી વીરમગામ પણ એક મોટું જોવાલાયક શાહેરછે અને તેમાં પણ પાંચ મહોટા સુસોભીત અને સુંદીર સીખરબંધી દેરાસરોછે તથા એક ઘર દેરાસરછે અને યાત્રાળુઓને ઉતરવાને માટે મહોટી ધર્મશાળાઓ પણ સંઘ તરફથી બંધાવવામાં આવીછે તથા ખાવા પીવા સુવા બેસવાને માટે શ્રી સંઘ તરફથી વાસણ તથા ગોદડાં વીગેરે જોઇતો સામાન શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટ કરનાર મુનીમ પાસેથી મળેછે. વળી શાહેર પણ શોભીતું જોવા લાયક છે અને તેના ફરતો કોટ છે વળી ગંગાસર તથા મુનસર એવા નામથી ઓળખાતાં બે ઘણાંજ સુંદીર તલાવોછે તેમાં મુનસર તલાવ ઘણું જોવાલાયકછે અને તે તલાવ આગળના વખતમાં થઇ ગયેલા મહારાજા સીદ્ધરાજની માતા મોનળદેવી તેમનું બંધાવેલું કહેવાયછે વળી તે તલાવ પથરથી બંધાવેલુંછે. અને તેના ફરતી ૩૬૦ જણસેને સાઠ દેરીયોછે. અને તમામ દેરીયોમાં સીવલીંગ બેસારેલા હતા અને જ્યારે સાંજરે આરતી થતી હતી તે વખતે એક મહોટો ઘંટ વગાડતા હતા અને તેની દોરીના આધારે સરવે દેરીયોમાં ટોકરીયો વાગતી હતી તેમ કહેવાયછે પણ હાલ તો તે દેરીમાની ઘણી પડી ગઇછે વળી દીવાની તથા ફોજદારી કોરટો છે તેમાં દીવાની કોરટ ભરવાડી દરવાજા બહાર રેલ્વે સ્ટેશન ઉપર જતાં જમણી બાજુયે છે. અને ફોજદારી

કોરટ ગામમાં દાણા બજાર પાસેછે. તથા બાગ બગીચા વી ગેરેથી શોભાયમા જોવા લાયક શહેર છે. અને ત્યાંથી ઉપરી યાળે જવાને ખારાગોડા બ્રાંચ ટ્રેનનું પહેલું સ્ટેશન ઝુંડ છે તેનું ભાડુ વીરમગામથી માત્ર ૦)-ાા સાત પઇસા બેસે છે. અને ત્યાં ઝુંડ સ્ટેશન ઉતરીને પગ રસ્તે ઉપરી યાળે જવાય છે વળી કોઇ અજાણે માણુસ હોય તો તેને પણ કોઇ જાતની હરકત પડે તેમ નથી અને ત્યાં યાત્રાળુઓને ઉતરવાને માટે સુંદીર ધર્મશાળા તથા ગોદડા વાસણ શીધુ સામાન વિગેરે જે જોઇએ તે મળે છે કોઇ તરેહની અડચણ પડે તેમ ન°ા.

વળી ત્યાં આદીશ્વર ભગવાન જયારે પ્રગટ થયા તે વખ તમાં ઘણાં દેશ દેશનાં સંઘ યાત્રા કરવા માટે આવતા હતા અ ને ઘણીજ ધામધુમ ચાલતી હતી પણ તેવામાં ઓગણીસમાં ઓ- ગણીસમાં તીર્થંકર ભગવાન શ્રી મલ્લીનાથ પ્રગટ થયા તે વ- ખતથી આ તીર્થનો લાભ લેવા યાત્રાળુઓ દીનપ્રતી દીન ઓછા આવવા લાગ્યા હતા પણ તેવામાં શ્રીમન્ મુનિ મહા રાજ શ્રી વૃદ્ધીચંદજી અનુયાઇ મુનિ મહારાજ શ્રી ધર્મ વિજયજીનાં સુધાસમ સદુપદેસથી અત્રે પાંચ સાત વરસથી વીરમગામ માંડલ પાટડી બજાણા વિગેરે ગામોના રહીશ જૈની ભાઇયોયે વરસમાં એક વખત ત્યાં યાત્રા કરવા જવાને ખાસ નીયમ લીધા છે. અને તેમાંથી કેટલા એક ભાઇયો તો દર મહીનાની પુનમે પુનમે યાત્રાનો લાભ લે છે એટલુંજ નહી તોપણ ત્યાં બીજા ગામોમાં રહેનાર જૈની ભાઇયો પણ યાત્રા કરવા આવે છે આ તીર્થની યાત્રા એકવાર જે બા નધેો કરે છે તેમને ખાસ મહીનેને મહીને આવવાની જરૂર

મરજી થાય છે અને જે બાંધવોને આ તીર્થની ખબરજ ન થી તે બાંધવોને જણાવવા માટે આ અમારો પ્રયાસ છે મા ટે સર્વત્ર જૈની બાન્ધવો આ તીર્થની યાત્રાનો લાભ એકવા રતો અવસ્ય લેશો અને આ અપાર સંસારરૂપી પારાવારમાં પડી અસહ્ય દુખ ભોગવવા જો તમારી મરજી ના હોય તો મારી નમ્ર વિનંતી હૃદયમાં ઉતારી શુધ્ધ મનથી યાત્રાનો લાભ લેશો અને મનુષ્ય ભવ સફળ કરશો એવી મને પરીપુરણ આશા છે. ................................તથાસ્તુ.

---

## રૂષભદેવ સ્વામીનું પ્રગટ થવું અને તેમણે બતાવેલા ચમત્કારો.

હાલના સમયમાં સુધરેલા લોકો નાસ્તીક વિચારથી કેટલીક તરેહના વીચાર કરે છે. તેમ શ્રી આદીશ્વર ભગવાને આ કળીયુગમાં પ્રત્યક્ષ ચમત્કારો બતાવેલા છે છતાં પોતાની અજ્ઞાનતા અને ધનહીન બુદ્ધીથી તે ઉપર પણ ગમે તેવું બોલશે પરન્તુ જો ખરાધર્મના શોધક હશે તો આ નીચેના લખાણમાં જે આસામીઓનાં નામ આવે છે તેમને પુછીને ખાત્રી કરશો તો તમારા મનનું સમાધાન સાહેજમાં થઇ જશે.

ઉપરીયાળા ગામની ઉગમણી દીશા તરફના ઝાંપા બહાર વાઘરી લોકોનાં કુબા હતા અને તેઓ તેમાં રહેતા હતા. વળી તે લોકો ઘણું નીચકામ કરતા તેથી કરીને તેમને શીક્ષા કરવાને માટે અધિષ્ટાયક દેવ પ્રત્યક્ષ ખુલી રીતે રાત્રીમાં આવી તેમને ખાટલાની અંદરથી નીચે જમીન ઉપર

પટકતા હુતા તેમજ ખુલી રીતે કોઇ કોઇ વાર પ્રહાર પણ કરતા હુતા તેવી રીતે બહુ પજવવાથી તે વાઘરી લોકો ત્રાસ પામી બજાણાના દરબાર શ્રી નશીબ ખાનજી સાહેબ પાસે અરજ કરી કે અમોને રાત્રીને વીશે કોઇ માણસ સાક્ષાત રીતે આવીને બહુ મારે છે તેમજ અમોને ખાટલાની અંદરથી નીચે પટકે છે ને કહે છે કે "પાપ નહી કરો" પણ તે કોણ છે. તેની અમોને કાંઇ પણ ખબર પડતી નથી. તેવી રીતની ફરીયાદ કરવાથી દરબાર શ્રી નસીબખાનજીયે કહ્યું કે તમો તે જગ્યા છોડી બીજી જગ્યાયે રેહેવા જાઓ તેવો હુકમ સાંભળીને તેઓ તે જગ્યા છોડી દઈ બીજી જગ્યાયે રહેવા લાગ્યા ત્યાર પછી તે લોકોને કોઇ જાતનો ઉપદ્રવ થયો નહી. ત્યાર પછી તે અધિષ્ટાયક દેવે ત્યાંના રહેવાશી કુંભાર રતના નરશીને ત્રણવાર સ્વપ્નાં આપ્યાં તેમાં એમ કહ્યું કે જે તું માટી ખાણની અંદર માટી ખોદેછે તેની આસપાસ જીનેશ્વર ભગવંતની પ્રતીમાઓ છે માટે તું તેમને બહાર કાઢ અને શ્રાવકોને ખબર આપ આ ઉપરથી ત્યાંના રહેનારા શ્રાવકોને ખબર આપી પરંતુ તેઓએ વાત કાને ધરી નહી ને જુઠી છે એમ કહી માંડીવાળી પણ છેવટે એક દીવસે તે કુંભાર રતનાં નરસી તેજ માટીખાણની અંદર માટી ખોદવા ગયો તે વખતે ખોદતાં માટી ખાણની અંદરથી એક મોટો જુસાલેર તોપનાં જેવો અવાજ થયો અને એકદમ અત્યંત પ્રીય લાગે તેવા મનોહર વાજીંત્રોનાં સુસ્વરો સંભળાવા લાગ્યા આવુ અકસ્માત કૌતક જોઇ કુંભાર રતના નરસી આશ્ચર્ય પામી ખોદવું બંધ કરી એક

દમ ગામમાં આવી મુખી તથા શ્રાવકો વીગેરે ને આ વાત જાહેર કરી આવું સાંભળી ગામના ઘણાજ માણશો તે ખાણ પાસે આવ્યા અને ધીરે ધીરે ખોદવા માંડયું જરી ખોદયું કે તરતજ પહેલા તીર્થંકર શ્રી રૂષભદેવ સ્વામીની આનંદ દાયક મનોહર મુરતી દીઠી તેમને માટી ખાણની બહાર કાઢી સુધ જગ્યા કરી પધરાવ્યા અને ત્યાર પછી સોળમા તીર્થંકર શ્રી સાંન્તીનાથ સ્વામી તથા ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ સ્વામી તથા બાવીસમા તાર્થંકર શ્રી નેમીનાથ સ્વામી એવી રીતે અનુક્રમે ચાર પ્રતીમાજીઓ નીકળ્યાં મહારાજ પ્રગટ થયા તે મહા સુભકારી દીવસ સં. ૧૯૨૯ નાં વૈશાક સુદી પુર્ણીમાંનો હતો હવે આ ચારે મનોહર પ્રતીમાજીઓને જોઇ સર્વે માણસો હર્ષ પામ્યાં અને તત્કાળ કાશાવાલા જેવો એક રાસડો જોડયો અને અદ્યાપી સુધી તે રાસડો ગામની બાઇયો તથા બહેનો ગાય છે. તે રાસડો અમોએ ચોપડીમાં દાખલ કર્યો છે.

ત્યારબાદ તે ચારે પ્રતીમાજીઓને વિવિધ વાજીંત્રોનાં ઠાઠમાઠ સાથે કુંભાર રતના નરસીનાં ઘેર લાવીને પધરાવ્યા પછી શુદ્ધ જલ તથા ધુપદીપ વિગેરે પુજાની સામગ્રી લાવી પખાલ કરવામાં આવ્યો. પુજા કરી રહ્યા પછી ત્યાંના રહેનાર શ્રાવક પીતામર ગણેસને ઘેર પરોણા દાખલ પધરાવ્યા મહારાજ પ્રગટ થયા તે સં ૧૯૨૯ વૈસાક સુદ પુર્ણીમાં પછી સાત મઇના સુધી ત્યાંજ એટલે સુભ શ્રાવક શ્રી પીતામર ગણેસને ઘેર રાખવામાં આવ્યા હતા પણ તેટલાં સમયમાં તો એટલા બધા ચમત્કારો બતાવ્યા હતાકે તે જો લખવા

બેસીયે તો એક મોટું પુસ્તક લખાય વળી ઘણાં લોકોને મટી નહી શકે તેવા અસાધ્ય રોગો પણ તેમની માનતા માનવાથી અધીષ્ટાઇક દેવોયે શાન્ત કર્યા અને પ્રતીદીન મહીમા બહુજ વૃદ્ધી પામ્યો ત્યારપછી સંઘે મળીને એક ઓરડીની અંદર સં ૧૯૨૦ કારતક સુદી પુર્ણીમાના દીવસે પધરાવ્યા અને સંઘ સંઘાળુ ઘણાજ જાત્રા કરવા માટે આવવા લાગ્યા અને તેઓના આવવાથી એકંદર રૂ. ૨૦૦૦૦ વીસ હજારની ઉપજ થઇ હતી તે રૂપીયા વડે એક મહોટું સીખરબંધી જીનાલય કરાવવામાં આવ્યું તેની અંદર સુભ મહુરત જોવરાવી ઘણાંજ ઠાઠ માઠથી પ્રભુજીની પ્રતીષ્ટા કરવામાં આવી તે પ્રતીષ્ટાનું સુભ મહુરત સં ૧૯૮૪ મહાસુદી ૧૩ ને શનિવારનાં પ્રાતસકાળમાં હતું. તે વખતે ઘણોજ આનંદ વરતાયો હતો વળી વીવીધ વાજીંત્રોનાં આનંદ દાયક અને મંગલકારી ધ્વનીયો સાથે ગામ પણ ગાજી રહ્યું હતું અને ઉપજ પણ પુષ્કળ થઇ હતી. વળી તેવા આનંદમય સમયમાં બજાણાના દરબારશ્રી તથા બાઇ શ્રી કંકુબાઈ ત્યાં આવ્યા હતા અને તેમણે પણ મદદ સારી આપેલી હતી અને સંઘ તરફથી પણ સમય પ્રમાણે પુષ્કળ દ્રવ્યનો ખરચ કરવામાં આવ્યો હતો વિગેરે વૃત્તાન્ત ઘણોજ છે પણ અહીંયાં ટુંકાણમાંજ જણાવ્યો છે.

વળી શ્રી ફાગણ સુદ ૮ નાં દીવસે પહેલા તીર્થંકર ભગવાન શ્રી રૂષભદેવ સ્વામી શ્રી સીધ્ધાચલ તીર્થ ઉપર પુર્વ નવાણુંવાર સમોસર્યા તેથી તે દીવસ મહીમાવંતછે જેથી ફાગણ સુદ ૮ ના દિવસે ત્યાં પણ મેળો ભરાયછે અને જીનેશ્વર

ભગવાનની આંગીયો રચાયછે તથા પુજાઓ પણ ભણાય છે વિગેરે ધામધુમ ઘણીજ થાયછે. આ મેળો બે ત્રણ દાડા સુધી રહે છે અને લગભગ ૨૦૦૦ બે હુજાર માણસો ભરાયછે. વળી આ વીકટ વસુધા વિશે વિહાર કરતા અધમોધ્ધારક શ્રીમન્ મુનિમહારાજ શ્રી વૃદ્ધીચંદજી અનુયાઇ શ્રીમન્ મુનિ મહારાજ શ્રી ધર્મવિજયજીનાં સદુપદેશથી આ તીર્થની સંભાળ રાખવાને માટે હાલમાં શ્રી વીરમગામ તરફથી એક ટોળીની નીમુક થઇ છે. અને આ ટોળીમાં જેટલા જૈની ભાઇયોછે તે દર મહિનાની પુનમે ત્યાં જાય છે અને ત્યાં જે વસ્તુની અગવાડતા હોયછે તે તરત પુરી પાડેછે આ ટોળીની દેખરેખ હોવાથી હાલમાં આ તીર્થમાં ઘણોજ સુધારો થયોછે અને કશી પણ વસ્તુની અગવડતા પડે તેમ નથી.

વળી મુળ નાયક પહેલા તીર્થંકર શ્રી રૂષભદેવ તથા આજુબાજુ શ્રી શાંન્તીનાથજી તથા શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજીઓ છે અને મુળ નાયક શ્રી આદીશ્વર શ્રી રૂષભદેવ સ્વામીનો આગળ બાવીસમા તીર્થંકર શ્રી નેમીનાથ ભગવંતની સુશોભીત અત્યંત રમણીય પ્રતીમાજી છે વળી આ પ્રતિમાજીનો વર્ણ અદ્દભુત્ છે એટલે શ્વેત પણ નહિ પીત પણ નહિ લાલ પણ નહિ હરીત પણ નહિ અર્થાત અત્યંત અલૌકીક વર્ણ છે આ તીર્થની આસપાસ સો સો ગાઉ ઉપર આવા જીનેંદ્ર ભગવાનની પ્રતિમાજીઓ ભાગ્યેજ મલી આવશે વળી નેમનાથ ભગવાનનો વર્ણ સ્યામ છે અને તે પણ અતી ચમત્કારી છે તેમજ તે પ્રતીમાજી સંપ્રતિ રાજાની ભરાવેલી છે એટલે તે લગભગ ૨૨૦૦ બાવીસે વરસ ઉપરની

છે પરંતુ જાણે નવીન હોય એવો દેખાવ આપે છે ટુંકામાં કહેવાનું માત્ર એટલુંજ કે આ અત્યંત દુષમ જે પંચમકાળ તેમાં આવા જીનેશ્વર ભગવાન છે તો હે જૈન સર્વત્ર સહોદરે મારી નમ્ર વિનંતી એટલી જે કે અત્યંત દુખમય જે આ સંસાર સાગર તેમાંથી બચવાની જો તમારી શુદ્ધ અંતઃકરણની ઇચ્છા હોય તો સુદ્ધ મનથી જીનેશ્વર ભગવાન તથા મોક્ષમાર્ગના દાતાર એવા શ્રી આદીજીનેશ્વર તેમની સુખમુદ્રા જોઇ આત્મા પાવન કરશો એજ. પ્રજ્ઞેષુ કિંબહુના.



રાગ પીઉ પીયરવા ટાર દે પીર મોરી.

વીર વીકટ......વાર...દુખમમ...વીર
પ્યારી છે ભારી તીહારી શી સુરત......વાર...વીર
કરમ કટક ક્રૂર સુભટ સકળ દુર (૨)
વાર...વાર...તાત.........સુદથી (૨)
નરભેરામ તહારૂ ના...મ...રટત.........વાર...વીર

રાગ મને સાય કરશે મોરારીરે વારે ચડશે ગોવર્ધન ધારી.

પ્રભુ શેવનાં સુખકારીરે...સજો સ્નેહે સકળ નરનારી
આશા તમારી...પુરણ થનારી...દુખ ભારી શીરેથી જનારી
મોહ મદીરામાં મસ્ત બનો ભાઇ ખાંતે વોરો કાં ખુવારી (૨)
ચેત ચીતમાં મુઢ મનડા (૨) નિરભય વચન વીચારી. રે પ્રભુ

રાગ એ.....માથે મટુકી લે જાઉં.

રે.....આદીજીનંદ નમું (૨)
પ્રભુ મુખ દેખી દુખડાં દમું........રે........આદી
છો પ્રભુજી પ્રાણ પ્યારા (૨)
તાતજી આધાર મારા
નિરભય ચરણે રમું... ... ...રે... ... ...આદી

રાગ ગીતી.

આ સંસારાબ્ધીમાં હું રખડી આવ્યો શરણે તારી
ભવદધી પાર ઉતારો ઓ દીનબંધુ અરજ શુણી મારી

રાગ જાઓ જાઓ પ્રેમ સાચો નથી રે તમારો.

વિનતી વિભુ અવધારી વીપતી વિદારો (૨)
વિપતી વિદારો વાલા, ભવોદધી તારો........વિનતી
સુરપતી નાથ મારા, પુજું પાય પ્રાણપ્યારા(૨)
ખરો આશરો છે તારો......................વિનતી
વિકટ વસુધામાંહી રખડી આવ્યોછું આંહી
સુતને કરો નહ ન્યારો......................વિનતી
વદન વિધુ સમ શોભે, નિરખી જગત્રય લોભે
સુધાથી અતી પ્રભુ સારો....................વિનતી
અમો બાળ આશા ધારી આવ્યા છીએ શરણે તારી
નિરભયને ઉગારો..........................વિનતી

રાગ ધીરા ધીરા ચાલો મારા........પ્રાણુરે (૨)

પુજું પુજુ પ્રભુ ધરી પ્યારરે (૨) અઘવારો આદીજીન મુદધરી
કૃપાદ્રષ્ટીકરી કીરતાર...........રે................પુજુ પુજુ
નાજુક નૌતમ સસીસમી, મુરતી મનહર તાત
નિરખી હરખ્યો હદયમાં, ભાંગી મનની ભ્રાંત
દુખકારી સંસારાબ્ધી દુરે કરી સુખકારી સીવનારી આનંદ ધરી
દે આવા...........૨................રે..............પુજુ

ગીતી.

નિરભય કર નિરભયને (૨) છો નિરલક્ષ નરનાયક પ્રભુ પ્યારા
ભયહર ભયહર ભાવે (૨) છો ભયહર ભવપતી ભગવત મારા

રાગ. આશું ઠેસ વાગીરે (૨)

પ્રીતે પ્રભુ વધાવુંરે (૨) હેતથી હેમનાં સુંદીર શોભીત
ગુમન લઇ શીરતાજ ............................પ્રીતે
પ્રેમ થકી પંચામૃત લઇને નવણ કરૂં પ્રભુ અંગ
પાદપુજન કરૂં પ્યારેથી કરવા
શીવસુંદરીનો સંગ......નૌતમ આંગી રચાવુરે......પ્રીતે
આજ આનંદ અતી ઉર વાધ્યો, નીરખ્યા પ્રભુ દેદાર
સંસાર સાગર માંહી રઝળતાં
પામ્યો એ શુભસાર...સ્નેહથી શીસ નમાવુંરે...પ્રીતે
કરૂણાળુ કરૂણા કરી અમપર શીવસુખ દે જગનાથ

નેહથે નરભય કહે કરજોડી
હેતથી ઝાલો હાથ...તાતજી નીત ગુણગાઉં રે......પ્રીતે

રાગ કાના બાંસુરી બજાઇ તુને ધીરે ધીરે

પ્રભુ પાસજી પ્રણામ કરૂં પ્યાર ધરી (૨)
પ્યારધરી...પ્યારધરી...પ્યારધરી...પ્યારધરી...પ્રભુ પાસજી
વિપતી વિદારનાર નાથ જરા જાદવોની (૨)
નવણથી દુરકરી દુરકરી...દુરકરી..............પ્રભુ પાસજી
સુખકર શેવનાં સદાય તારી ચીત ચહે (૨)
નિરભય નેહધરી...નેહધરી...નેહધરી.........પ્રભુ પાસજી

રાગ સુંદીર સામલીયા.

પ્રથમ પ્રભુ મળીયા ધન્ય જીવીત થયુ મારૂં
દુખ સહુ દુર ટળીયા, આનન નિરખી તારૂં
તાતજી આ તંન તમારા, નાથજી નવ કરશો ન્યારા
અઘ તણા અંબાર અમારા, વેગથી વારો પ્રભુ પ્યારા
ધ્યાન હૃદયમાં ધારૂં...........પ્રથમ...........ધન્ય
સાબરમા સેવક સહુ સંગે, ગાઇએ તુજ ગુણ ઉમંગે
નાથજી નિરભય નવ રંગે, સેવના કરશો મન ચંગે
હે શીવ સુખ મમ પ્યારૂં.....પ્રથમ...........ધન્ય

રાગ સમજ વિનાની છે યારી......આ તારી.

જગત જણાગે જરૂર દુખકારી...(૨)

ભાંન ભુલી ભવી શાને ભમોછો...માનો સુખદસીખમારી...જ.
સત્ય શરણુ સુભ એક પ્રભુનું...વેગે લીયોને વિચારી...જ.
તાત ત્રીયા તન કે તનયા તુજ...લેસે ખબર નઈ તારી...જ.
ચેતી ચતુર ચીત ભાવે ભજો સદા...નિરભય કહે નેહ ધારી...જ.

રાગ જો જો સખા ધીરે ધીરે એ આવતી પ્રીયા.

ભજું ભવાબ્ધિ તારનાર ભાવથી સદા
રાજું સદાય સ્નેહથી સહુ મારી અદા......ભજું

સાખી.

પ્રાતસકાળે પ્રેમથી......પુરણ ધારી પ્રીત
પ્રથમ પ્રભુ પુજન કરૂ...જાણી મારૂં હીત
તજું તમામ તન તણી હું જેથી આપદા...ભજું

સાખી.

વેદગતિ વારી વિભુ વહાલ ધરીને આપ
શીવ સુખ સુભ સ્નેહે કરી નિરભયનાં દુખ કાપ
જેથી લસું ન હું ભવાટવી મહીં કદા...ભજું

રાગ. પ્રીય કરો શંભુનાથ (૨)

જયકારી જગનાથ (૨) અરજ સુણો ઉર અમતણી
હેતે ગૃહી મમહાથ (૨) પાર ઉતારો ત્રીજગ ધણી

સાખી.

ભુલયો ભવ સાગર મહીં, તાત તમારો તંન

ભક્તિ રૂપી ઝાઝ દઇ, તારો પામર જન
ગાઉ તુમ ગુણ ગાથ (૨) મુદ ધરીને મુગટ મણી
હેતે ધરો કરમાથે (૨) ભાવ ધરીને ભગતગણી...જયકારી

સાખી.

આનંદે અહોનીસીરટુ, રસનાયે અભિધાન
સ્વામી શીવનારી તણા, નિરભય ગાયે ગાન
ભાવે હરો ભવપાથ (૨) ચરણ કમળ સેવનાં ધણી
આપો શીવસુખ સાથ (૨) મોહ મમત મદ મમહણી...જય

રાગ. ભર ડગલું ન એકે સમજી રહે દુર

ભવિ ભવો દધીમાંહી ભમ્યો તું ભરપુર (૨)
નયન ઉઘાડી દેખ અરેજરી...સમજ સમજ જરી મુરખ ઉર ભ
વિઘ્નને વિદારનાર.........ચીતમાં પ્રભુને ધાર (૨)
ભજ ભજભાવે...........દુખ સહુ જાવે
નિરભય ગાવે........... .....કષ્ટ ચુર...........ભવી

પીરસેલ થાળી ઠેલી.

નરનાથ નમન કરૂં છું (૨)
ભવપાથ નીરખી ડરૂં છું
જય જગત પીતા વિકટ વસુધા
ભમતાં ભજન વીસરૂં છું નર

## સાખી

સમરાંગણ સંસારમાં કરમ શુભટની સાથ
હાર્યોછું હરી આપદા કર નિરભય ગૃહી હાથ......નર,

## ગીતી

અંધાને દૃગવિદ્યા પંગુને છે પાય સરસ વિદ્યા
ભિક્ષુક ભોજન વિદ્યા સર્વજનોનું સદભુષણ વિદ્યા

## રાસડો.

તમને સુતાતે સ્વપનાં આપીયાંરે, તમે રૂપલા કોદાળી લીધી હાથરે
આદીશ્વર ભગવાન કેિપરીયાળે મેલાણ બહુ ખલેરે
પ્રભુને પહેલોતો ટાચો મારીયોરે, પ્રભુને વાગ્યું છે કરની મોઝારરે. આ.
પ્રીતે પાલખીમાં બેસારીયારે, પ્રભુને લાવ્યા છે ઉર ધરી પ્યારરે. આ.
તમને પેલા તે દુધે નવરાવીયારે, પછી કેશરનાં છાંટણા છંટાયરે. આ.
ધન ધનરે પીતામર વાણીયારે, તમે બજાણાનું માઝન તેડાવીયુંરે. આ.
ઇમને પાટડીનું માઝન તેડાવીયુંરે, પછી પતાસાની લાણીયું વેંચાણીરે. આ.
ઇમને માંડલનું માઝન તેડાવીયુંરે, ઇમને મોતીનાં તોરણ બંધાવ્યાંરે. આ.
ઇમને વીરમગામનું માઝન તેડાવીયું, ઇમને વરઘોડા કરાવ્યા હો લાલરે. આ.
ઇમને ધ્રાંગધરાના કડીયા તેડાવીયારે, ઇમને દેરાં ચણાવ્યાં હાલોહાલ રે.

---

મેલાણ=મેળો.

ઇમને વાણે તે ખારેકું મંગાવીયું, ઇમને ખારેકુંની ખેંતીયું મેલાવીરે. આ.
ઇમને વાણે તે સોપારીયું મંગાવીયુંરે, ઇમને સોપારીની પુરણી પુરાવીરે. આ.
ઇમને વાણેતે લવીંગ મંગાવીયારે, ઇમને લવીંગની જાળીયું મેલાવીરે. આ.
ઇમને વાણેતે કંકુ મંગાવીયારે, ઇમને કંકુની ગારૂં કરાવીરે. આ.
ઇમને વાણેતે નાળીયેર મંગાવીયારે, ઇમને નાળીયેરના ગોખ મેલાવ્યારે. આ.
રૂડી પુનમ વૈશાક માસનીરે, ઓગણીસે ઓગણીની સાલરે, આ.

સમાપ્ત.

અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારના નામ.

૧૨૫ શ્રી ઉપરીયાળાની ટોળી તરફથી શેઠ ધરમશીભાઈ ગણજી

આ ચોપડી રખડતી મુકી જ્ઞાનાવર્ણી કર્મ ઉપાર્જન કરવા નહી. સુજ્ઞેષુ કિંબહુના

લી. વિશ્નુધનર પાદાર્વીંદ પરાગરામ
નિરભયશંકર મોતીરામ શિવાત્મજ કર્તા

